રામનું નામ અંગદ તણે અંતરે,
પડે જયમ શસ્ત્ર અંગફૂલ પાખી.
આપ જોરે કરી ઉછળ્યો અંગદો,
કારમો કોપ આકાશે કીધો,
વળી ગયા હાથ તે તો રહ્યા હીંચતાં,
દોષી દેહવટ કરી દાવ દીધો,
બ્રહ્માંડ ભાંગી પડે એમ ભૂપર થયું,
મધ્ય પડયાં જ્યાં શૂર સીધા,
નાઠા નૃપતિ સહિત દાનવો દશદિશા,
પાંચ કોટિ તણા પ્રાણ પીધા.

નાસતા નર દીઠા ઘણા નરપતે,
વાસ બાધા માંહે ત્રાસ પેઠો,
લંગૂરનું જોર લેખે લખધા લહ્યું,
અહંકાર તજે કયમ એહ એઠો;

હુંકારને હોડ એ મોડ કોડે કરી,
ફરી ભૂપ સભા ભરી ઘાટ પેઠો,
દંત કરડી મહા મૂછ મરડી પછી,
આસને રાય બળવંત બેઠો.

નાગપાશ આણિયું જોર જણાવિયું,
તાણિયું બાણ ટંકાર કીધો,
ગાળ દશ વીશ ત્યાં દીધી રીસે કરી,
વાળીસૂત ધુમ્મરે ઘેરી લીધો.

રાવણ—સંભાર કોઈ ઇષ્ટને આ સમે અંગદા,
પલક એકમાં તૂજ પ્રાણ પીધો,

નામ ટાળ્યું તારૂં રામ તુજ શત્રુએ,
દાદો ત્યમ દીકરો દાવ દીધો.

અંગદ-કુડ બોલે અલ્યા કુત્ત્ર કૈકસીતણા,
નાક છેદન કરૂં નિમિષ નાથે,
જીવતાં જોર દેખાડવા માંડિયું,
જોર હોતે તો વળગ બાંય બાથે;
પ્રીતથી પ્રત્યુત્તર કરે તો હું પરવરૂં,
હુકમ નથી રાઢનો તુજ સાથે,
લેખ લખ્યા બ્રહ્મતણા લક્ષવસા.
રાવણતણું મોત શ્રીરામ સાથે.

રાવણ—ડેંડુરાં દાદુરાં ખેલતાં ખાબડે,
તેહને હોંસ થઇ સિંધુ તરવા,
કાગલાં, બગલાં મેડકાં માણતાં,
ચાહ્ય તે ચિત્ત મોતીજ ચરવા;
કાપડયાં બાપડયાં ડાભડાં પહેરતાં,
આવિયાં ઊંડળે આભ ભરવા,
કીડને પાંખ આવી તે તો તરફડે,
મરણ આવ્યું માથે મેલ મરવા.

રામ સરખા રણમાંય, રાખું છું હું હજાર,
અટવાશે જીવ અનેક, વાનર તે રીંછ બચારા;
ઇંદ્રજિતની આણ, હાક ફરશે રણ માંહે,
દૃઢતા થઇને પાગ, કોણ ટકાવે ત્યાંહે.

કુંભકર્ણ ભૂપ ભૂખાળવો. દેખતે પ્રાશન કરે,
મૂરખ મન વિચાર કર, વાનર દેખી તે ક્યમ ડરે ?

અંગદ–વાનર તે તો વાળિ, કક્ષામાં રાખ્યો તુજને,
એકસો સિત્તેર દિન, મૂર્ખ કહેવડાવે મુજને;
વાનર તે હનુમાન, અશોક વન બાળ્યું જેણે,
વાનર તે નળ નામ, પહાણ તાર્યા જળ તેણે;

એ વાનર અંગદ સારખા, રંક કિંકર શું કહું કથી,
સુગ્રીવ સુભટ નર સારખા, રાવણ તેં દીઠા નથી.

રાવણ—રાવણ કહે રે મૂઢ, પહાણથી દીસે પ્રોઢો,
મૂરખનો મહિપતિ, જગમાં નહીં તુંજ જોડો;
નફટ તણો નરેંન્દ્ર, અધિક દીસે છે અનાડી,
વખાણીને વાત, કરે કરવી હોય ચાડી;

જે ડાહ્યો હોય તે દલ ધરે, સંક્ષેપે શિક્ષા લહે,
અંગદ શાં વગદાં કરે, કહે કેમ ઉભો રહે.

અંગદ–ઉગરે કોએક જીવ, ત્યાંય બોલીએ જુઠું,
ઉગરે કોએક જીવ, કરિએ દીઠું અદીઠું;
ઉગરે કોએક જીવ, અક્કલ ફેલાવું આડી,
ઉગરે કોએક જીવ, કરિયે ચોરી કે ચાડી;

હાંકી કાઢે છે હઠ કરી, તોય ઉભો છું બારણે;
અંગદ કહે સુણ રાવણા, જીવ જીવાવણ કારણે.

રાવણ—ઉગારવા આવ્યો દેહ, ઉગારવાં વાનર રીંછાં,
તે ઉડશે આકાશ, કાગ તણાં જ્યમ પીંછાં;
કોય સતી નવ થાય, પતિ કો અવર મરંતે,
આપ ન ભાળે ભૂખ, પારકું પેટ ભરંતે;

પ્રાક્રમ પરમારથ તાહરૂં, કુડ કપટ કરવા કામનું,
પિતા માર્યા તે પ્રેમથી, રૂડું ચિંતશે રામનું.

અંગદ–ઈંદ્રજીત સરખો તંન, તેહ તુજ રણ રોળાશે,
કુંભકર્ણ સરખો જોધ, ચાંચડવત તે ચોળાશે;
સાત લાખ પ્રૌઢા પુત્ર, કાયર થઇ કૂટાશે,
રત્ન ખાણુની રિદ્ધ, લંક લક્ષ્મી લૂંટાશે;

તું શિવ વરદાનથી શૂર છે, માન મગ્ન છે મન થકી,
તુજ શીશથી ઇશ અળગા થયા, સીતા હરી તે દિન થકી.

રાવણ—રાવણ કહે રામ હુવાઇ, દેઉં છું અગંદ તુજને,
પલક ટકાવે પાગ, ફરી ઉત્તર દે મુજને;
શરમ નવ રાખીશ, જરૂર કહેણ ત્યાં જઇને,
વધારજે મુજ વેર, પ્રીતથી તેનો થઇને;

જો મછ ધરાવે મુખ પર, નીર વધારો નામનું,
રાવણ કહે આવો અહીં, મારે કામ છે રામનું.

અંગદ–અંગદ કહે સાબાશ, હોડ હઠ હિંમત તારી,
તુજમાં પ્રાક્રમ પૌઢ, ખરી નીશા થઈ મારી;
ભલું રામશું વેર, ભલું ગંગામાં મરવું,
ભલું ગયાવ્રત માંય, દંડ જે ભારે ભરવું;

ભલું પુત્ર શિષ્યને વિપ્રથી, હોડે કોડે હારવું,
ભલું મોત રાવણ તણું, જો રામને હાથે મારવું.

અંગદ–જઉં છું હવે જરુર, વચન કહું છું એક છેલ્લું,
ખમું છું તારી ગાળ, મમત તુજ સાથે મેલું;

પૂછ ઘેર તારી નાર, મંદોદરી શુભ સતીશું,
કહે તો માંની રાઢ, લક્ષ્મણ જોગ જતીશું.

પૂછી આવો તમે પુરપતિ, ત્યારસૂધી ઉભો રહું,
એમ કરતાં તમો ઉગરો, ઉપદેશ સત્ય સાચો કહું.

રાવણ—અંગદ અક્કલના હીણ, વચન તું જો વિચારી,
નવખંડ તણો નરેંદ્ર, શીખ શી દેશે નારી;
રામા વશ તે રામ, ક્રોડ વસાએ કહાવે,
પરવશ પડી તે પાશ, ઈહાં અથડાતો આવે,

નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જીતિયાં,
રામાને રાવણ પૂછે નહીં, એ રામતણે ઘેર રીતયાં.

રામતણી તુંને આણ, વદે અંગદ તું વાણી,
રામતણી તુંને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુંને આણ, હવે જો જીભ હલાવે,
રામતણી તુંને આણ, જો તું ચરણ ન ચલાવે;

રામ આણથી કહે જઈ તહિં, જહિં સેન સકળ છે તમતણું,
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટપપણું.

કવિ—ઉડયો સુણી આકાશ, અંગદ અતલીબળ આપે,
મહિમા વધારી માન, રામ રજચરણ પ્રતાપે;
આવ્યો જિહાં અશોક, અલૌકિક જ્યાં છે વાડી,
દુ:ખ નવ વ્યાપે દેહ, ખડી રત્નાકર ખાડી;

બેઠી સીત સ્વરૂપ તિહાં, રૂપ રઢિયાળી શુભ સતી,
પ્રદક્ષિણા દેઇ પાગે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતિ.

અંગદ–સાંભળજો મુજ માત, વાતમાં એક વધાઈ,
લક્ષ્મણ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી,
મળ્યો વિભિષણ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;

મેં વિવિધ પ્રકાર વિષ્ટિ કરી, ટેવ એહની ટોડિયો,
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢ લંક વાનરે વીંટિયો.

સીતા—સીતા કહે સુણ વીર, ધીર થઈ ધીરજ ધરજો,
જોરાવર જન એહ, કામ ઘણું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શૂરા સાથે,
મંદ્રચળ શો મેર, ઉપાડે છે એક હાથે;

કુંભકર્ણ કહેવાય છે કારમો, દેખે તેટલું ખાય છે,
એવું જાણી ઇહાં આવજો, રામ તો મોટા રાય છે.

અંગદ–કહો તો મેરૂ સહિત, ઉદયાચળ હું ઉપાડું,
કહો તો લંકપર લંક, અધિક અવનિમાં ગાડું;
કહો તો બાણું કોડ, મેઘને બાંધી જાઉં,
કહો તો ઈંદ્રજીત કુંભકર્ણ, દૈત્ય સર્વને સાઉં;

મા કહો તો લંકને લૂટીયે, વસુધા વિપરીત નાંખિયે,
પણ હુકમ નથી હજુરનો, માટે સર્વે સાંખિયે.

સીતા–છાનો રે ભડ ભ્રાત, વાત શી કરવી ઝાઝી,
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાજી;
કરતા હો જે કાલ, આજ સવેળા સાધો,
દેખશે કો એક દુષ્ટ, વાયુવત્ વેગે વાધો;

જ્યાં આજ્ઞા માગી અંગદે, જોધ જવા લાગ્યો જવે,
રાક્ષસીએ બુમ પાડી ઘણી, જોધ તરવરી રહ્યા તવે.

કવિ—મહોકમ દીધો માર, અંગદને રાયે આપે,
ન ગુણે લેખામાંય, હાથ શ્રીરામ પ્રતાપે;
લખ બોતેર હજાર, તણા તો હંસ જ હરિયા,
વાડિમાં કૂપ વિશાળ, ભૂપ સહુ તેમાં ભરિયા;

બાકી બૂમ પાડી ગયા, ગઢ લંકા ગુણ ગામને,
ઉત્પાત કરીને આવિયો, શરણાંગત શ્રીરામને.

દંડવત કીધા દશવીશ, શીશ નમાવ્યું નેહે,
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશપર મૂકયો હાથ. વાતો પૂછી રઘુનાથે,
રામ—વિષ્ટિની કહો વાત, રીઝ થઈ રાવણ સાથે;

સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી,
અંગદને એમ પૂછિયું, કોટિ બ્રહ્માંડ કેરા ધણી.

અંગદ—વાલીસૂત કહે વાત, એની મેં કેમ કહેવાયે,
નથી સમજ્યો નરેંદ્ર, અહંકારી એવો રાયે;
સામદામને ભેદ, કર્યો તે જુગતે ઝાઝા,
જેમ પત્થર પર નીર, માને નહિ રાવણ રાજા;

કરગરી કહ્યું મેં કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી,
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં એ લંકા ધણી.

## ૨

## ચંદનમલિયાગરી

### ચોપાઈ

શ્રી સરસ્વતી પ્રીતે પુંજીએ, સકળ વાત સિદ્ધ સુજીએ;
શ્રીગુણનિધિ ગુણ ગંભીર, ધર્મ ધોરંધર સાહસિક ધીર.
ભૈરવ રાજ મહારાજધિરાજ, લક્ષણ લાજ કારણ શુભ કાજ;
આદ અન્નપુરણા આરાધીએ, ધરમ કામ સૌએ સાંધીએ.

કહું વાત ઉત્તમ આઠમી, ઠરાવ બુદ્ધિ તણા ઠાઠની;
ચંદનાવતી નગરી અનૂપ, ચંદનસેન ભડ ભારે ભૂપ.
માનની તેને મલીયાગરી, સતી શીરોમણી ધરમે ધરી;
સાયર નીર બે પુત્ર સપૂત, નરપત પ્રખ નૌતમ બે સૂત.

રાજ ચલાવે રૂડી રીત, પ્રજા ઉપર અદકેરી પ્રીત;
હાથી ઘોડા અલખત ઘણી, મહીપત સઘળા કેરો મણી.
અસત્ય અન્યાય તનથી તાજ, રામ સરીખું ચલાવે રાજ;
મહિપતિએ કીધો એક મહેલ, તે આગળ ઇંદ્રાસન સહેલ.

મંદિર મેડી ને માળિયાં, જુગત થકી રૂડાં જાળિયાં;
પરસાલ પટશાળા પાક, હયશાળા રથશાળા આંક.
ગજશાળા દેવશાળા ઠામ, કીધાં એવાં કોટીક કામ;
મેહેલ મળ્યાનું મહૂર્ત લીધ, કોડે વાસ પુજાનો કીધ.

પહોડયો છે રાજા પ્રૌઢ પલંગ, મલીયાગરી માનીતી સંગ;
ગેબી શબ્દ ઉઠયો મધરાત, કાને સાંભળી વિપરીત વાત.
પડું પડું પડું ત્રણ વેળા કહ્યું, અચરજ તે રાજાએ લહ્યું;
નવા મહેલ કીધા સુખ કામ, શું પડશે તે એણે ઠામ.

એમ વિચારી છાનો રહ્યો, એટલે શબ્દ એક બીજો થયો,
હમણાં પડું કે વળતો પડું, જેમ તેમ એકવાર તો નડું;
કહે તો વૃદ્ધ કાલે ચિત્ત ચ્હડું, કહે તો બાળપણામાં પડું.
સમજ્યો રાજા સમજી નાર, પડે પનોતી અપરમપાર,
કહે છે વાંકાં દિન અતિ ઘણાં, પડે વિપદ એમાં શી મણા.

### દોહરા

રાજા બોલ્યો રીસમાં, પડવાની આ પેર;
વળતી પડીને શું કરીશ, વૃદ્ધપણામાં વેઠ.
અરૂણ ઉદે તે ઉઠીઓ, જોશીને પૂછ્યા જોશ;
ગુણકાર ગુણકે કહ્યું, માઠા છે ગ્રહ દોષ.

બેઠી પનોતી લોહમાં, બેઠો બારમો રાહ,
કુડો કહે તું આઠમો, ચોથો કુંભનો ચાહ.
ટાળી કોઇની નવ ટળે, રૂડી ભુંડી રેખ;
ભોગવ્યા વિણ છુટકો નથી, લખ્યા લલાટે લેખ.

પાઠ પુજા ને પુન્ય કર્યાં, કર્યાં અષ્ટમાહ દાન;
જપ તપ સત સાધન કર્યાં, માગણ પામ્યા માન.
પુંડરીક પાંડુ દેશનો, જન્મતણું છે ઝેર;
લશ્કર લઇને આવીયો, કોપ કરંતો કેર.

કટક કારમાં ચોદે ચઢયાં, રણથંભ રોપ્યો જંગ;
ઘેરાણું લશ્કર ગામનું, સામદ ન રહ્યો સંગ.
નાઠો ત્યાંથી મહીપતિ, માણ્યો મોહોલની માંહ્ય;
સાયર નીર મહીઆગરી, ત્રણે હુતાં ત્યાંહ.

ત્રાસી નાશી છુટિયાં, ચતુર ઘરનાં ચાર;
ભેળાણી ભોમી ગામની, ક્ષણુ ન લાગી વાર.

પુરપત તો પુંડરિક થયો, ગયો ખજાનો હાથ;
અડવાણે પગ એકલાં, ચાલ્યાં વાટે સાથ.

બાવીસ જોજન બાપડાં, ભૂખ તરસ ને દુઃખ;
વસ્ત્ર વિના વનમાં ફર્યાં, સઘળું તજિયું સુખ.

નદી આવી ત્યાં નર્મદા, ઉતરવું પેલે તીર;
કાંઠે બેસાડયા કુંવર બે, સાયર બીજો નીર.

લીધી મલીયાગરી પીઠપે, ચાલ્યો પાણી માંહે;
મૂકી બીજે તીરડે, પાછો ફરિયો ત્યાંહે.

માનુની મૂકી મહીપતિ, ભમરામાં પડયો ભૂપ;
ગળ્યો મઘર તે ગુણનિધિ, રૂડો રઢિયાળો રૂપ.

એક તીરે પુત્રો રહ્યા, બીજે તીરે નાર;
કળી શકે નવ દેવ ગતિ, તુટી ગયો સંસાર.

વનિતા વાટ જોતી રહી, નાવ્યો પતિ કે પુત્ર;
કયાં રહું ને હું કયાં જઉં, ક્યાં સોધું ઘરસૂત્ર.

એટલે એક વણઝારડો, નાયક નરપતિઓ નામ;
પકડી તેણે પ્રેમદા, લઈ ગયો ગુણ ગામ.

દેખી દેવ સરીખડી, જોયાં ચંતનિનાં ચહેન;
પૂછી વાત પટંતરે, કહી મુખથી બાઇ બહેન.

ખાઓ પીઓ રમો જમો, માણો મંદિર માંહ;
પછે પેર શી નીપજી, તન બે ઉભા ત્યાંહ.

વેડાંગ વાઘ નવ હાથનો, જાલમ જોરાવર જોધ,
અધિક ડોટ તે ઉપરે, કરતો આવ્યો ક્રોધ.

નાહાં બાળક નાનડાં, વિટક વાટ છે વન;
પર્વત પેલે અઘોર વન, નહિ કો માનવ જન.

ભુખ તરસ તડકો ત્યહાં, તરફડે દેખી તાપ;
વડ હેઠે જઇ વીરમ્યાં, અરભક એકલાં આપ.

નીર વિના તે નીરનું, સુકાણું સઘ શરીર;
બંધવને બેસાડીને, ગયો સાયર વીર.

નીર સુતો સોડ તાણીને, નિકળ્યો નેમેરો નાગ;
ડસ્યો અંગુઠે અદીઠડે, પ્રાણ પછાડ્યા પાગ.

ઝેર ચઢ્યું કોઇ જુગતનું, તે વેળામાં તરત;
પુરવ જન્મના સંચથી, બાળક પામ્યો મ્રત.

સાયર ત્યાં જળ લાવીઓ, દીઠી રૂધિરની રેલ,
દાવાનળ દુઃખ દેહમાં, બાંધવ કેરો બેલ.

ખાંધે લીધો તે વીરને, રૂદન કરે તે રાન;
વિલાપ કર્યા વનમાં ઘણા, કોણ સાંભળે કાન ?

જોજન ચારે ગામ છે, નરવાહન નરપત નામ;
અરભક આપે એકલો, આવ્યો છે તે ઠામ.

શાહુકાર એક શીરોમણી, લખપતિ કહે સહુ લોક;
એની દુકાને ઉભો રહ્યો, સપૂત તણે મન શોક.

પોંહચી! એક પાસે હતી, નોતમ કોટીનાં નંગ;
અમુલખ અવની વિષે, શોભિત રૂડે રંગ.

સોંપી તે શાહુકારને, લીધાં સુખડ કાષ્ટ;
ગાડું ભરાવી ત્યાં ગયો, હવે વાલ્યો ડાટ.
કૌતક એક કારમું હવું, વૃક્ષ ઉપર તે વરત;
માળો હતો ત્યાં ગુરૂડનો, જ્યાં બાંધ્યું તું મરત.

ગરૂડ આવ્યો ઘન ગાજતો, આણ્યો માળા માંહ;
બાંધ્યો દીઠો બાપડો, મ્રતક તો વળી ત્યાંહ.
જીભથી અમૃત કાઢીયું, ખાંતે સિંચ્યું ખગરાય;
ઇશ્વરની આજ્ઞા થકી, ઉઠી બેઠો થાય.

પગે લાગ્યો પંખી તણે, જોડીને બે હાથ;
કહી વિગતની વારતા, શ્રીમંત થયો સનાથ.
ઓસડ આપ્યું અધિક એક, પોંચશે મનના કોડ;
ચોળ્યાથી ચિંતા ટળે, જાય રગતપીત રોગ.

બીજું અંજન લે બાળકા, અંધની આંખે આંજ;
દારૂણ દુ:ખ મટી જશે, ગુણ બે એના ગાજ.
ઓસડ બે લઈ ઉતર્યો, નામજ જેનું નીર;
પુરવ દિશાએ પરવર્યો, સજીવન શુદ્ધ શરીર.

સાયર વૃક્ષ તળે ગયો, ન મળ્યો એકે મેળ;
વીર ન દીઠો વડ પરે, ખરો દુ:ખનો ખેલ.
આશ મુકી નિરાશ થઇ, પુરણ વિચારી પેર;
શાહુકાર સમીપે સંચર્યો, ગરથ મેલ્યો જે ઘેર.

શાહુકારે મન સોચીયું, એ તો માલ અમુલ્ય;
શામ દામ ભેદે કરી, કરવું કાંઈ એક સૂલ.

વાહિને રાખ્યો વાણીએ, જમાડયો આપી જાગ;
પાંહોચી પચવા પેરથી, લક્ષણ વિચારી લાગ.

મધરાતે મંદિર વિષે, પાડી બુમ પોકાર;
તસ્કર કરીને બાંધિયો, આપ્યું દુઃખ અપાર.

વજીરને મળ્યો વાણીઓ, આપ્યો દ્રવ્ય અતીશ;
શુળી દેવરાવો સંચથી, કે છેદવો શીશ.

વજીરે હુકમ ચલાવિયો, છેદો એનું શીર;
જીવતો ન જાએ પાપીઓ, ટાળો એની પીડ.

પાપી લઇને ચાલીઆ, જ્યાં અરણવનું નીર;
દીઠું દેવાંશી સરીખડું, સતવાદીનું શરીર.

આ અવતાર પાપી અવતર્યા, કરશું આવાં કામ;
કએ ભવ થાશે છુટકો, નથી નરકમાં ઠામ.

એક વહાણવટીનો પાળીઓ, જાતો તો વિદેશ;
ચંડાળે તેને સોંપીઓ, અધિક જ્ઞાન ઉપદેશ.

ચોર નથી એ ચતુર છે, કરમે કીધો ચોર;
આગળ ધરમ એનું તરે, એમ કહ્યો અંકોર.

વહાણવટી તેડી ગયો. સાયરને શહેર માંહ;
એક અગનાં લોચન ગ્રહ્યાં, પાપી આવ્યા તાંહ.

એમ ચારે ચોવાટે ગયાં, રહ્યાં જુજવાં રાન,
ચંદનરાય જળમાં પડયો, કહું કરતુત સુણ કાન.

મગરે ગળ્યો તો મહિપતિ, ઢીમરે નાંખી જાળ,
પેટથી કાઢયો પુરપતિ. નર કીધો તે ન્યાહાલ.

કામ કરવા તેના ઘરતણું, રાખ્યો રૂડી પેર;
વચન બંધાણો ત્યાં રહ્યો, ગુણવંતો તે ઘેર.
ચંદન રહ્યો ઢીમર ઘરે, આગરી વણઝારા વાન,
સાયર તો શહેરમાં ગયો, નીર રઝળતો રાન.

છપ્પો

જ્યારે વાંકા ગ્રહ હોય, મમત મન મુખથી મરડે;
જ્યારે વાંકા ગ્રહ હોય. દૈવ થઇ રાજા ડડે;
જ્યારે વાંકા ગ્રહ હોય, વછોહ વ્હાલાનો વ્યાપે;
જ્યારે વાંકા ગ્રહ હોય. મુકિ કોઈ થાપણ નાપે;
રાજ રિદ્ધ સિદ્ધ સુખ ગ્રહ થકી, કરમ લે તાણી ગ્રહ લખે;
શામળભટ સાચું કહે, ગ્રહને કો દુભો રખે.

ચોપાઈ

ચારે જણ ચોવાટે રહ્યાં, પછી તે એકઠાં કેમજ થયાં;
જ્યારે પાધરા ગ્રહ થાય છે. ત્યારે દરિદ્ર તેનાં જાય છે.

છપ્પો

બાર વરસ વનવાસ, રામશીર રાહુ દશા છે;
મંગલ દશા ઈતિહાસ, પાંડવ વૈરાટે વસ્યાછે.
દ્વાદશમે થયો ચંદ્ર, ઈંદ્ર ગૌતમી ગયો;
ઘાત ચક્ર ઉતપાત, દુર્જોધન બહુ વવાંશો.
શનિશ્વર ચોથે વલી સીતાને, વન રઝલાવ્યાં કલંક ચઢયાં;
શામળ કહે નડે ગ્રહ સર્વને, દેવ આગલ કીંકર કશા.

## ચોપાઈ

નાહાનો બંધવ જે છે નીર, સુખ પામ્યો છે જેહ શરીર;
ભમતો ભમતો ભુલો પડયો, ગામ નરવાહન તણે જઈ ચઢયો.
નરપત નગરીનું છે નામ, આવ્યો નીર બંધવ તે ઠામ;
અપંગ તે તો રાજા થયો, રગતપિતને રોગે રહ્યો.

વાપ્યો કોહડ કાયામાં કષ્ટ, પેલા જન્મનો એ પાપીષ્ટ;
તેણે સુખ કર્યુંતું તાજ, ઇચ્છે કોઈને સોંપવા રાજ.
શણગારી હેતે હાથણી, સુદ્ધિ ઈરાવત સાથની;
મળી મેદની અપરમપાર, રાય રંક દાતા જુઝાર.

કરિ પ્રતિજ્ઞા તેણે ઘણી, કળશ ઢોળે તે ધરતીનો ધણી;
વાચા ચુકે તેને પાપ, સાખી સુરજ ને શીવનો શ્રાપ.
ફરતી ફરતી હાથણી જોતી ફરે, કબુલ તે કોને નવે કરે;
ફરતી આવી ત્યાંહ, ગરીબ રંક ઉભા છે જયાંહ.

ઢોળ્યો કળશ નીર બાળક શીશ, પ્રસન્ન થયા ઉમિયાપતિ ઈશ;
તે કુંવરનું તોળ્યું તોલ, ચુકયો નહિ જે બોલ્યો બોલ.
રાજકુંવર બેસાડયો રાજ, કર્યું પુન્ય તે વેળા કાજ;
અંધ કહે જાઉં કાશીએ, તું કર રાજ વસુધા વાસીએ.

શા માટે કાશી જોઓ છો, દેહમાં બહુ દુ:ખીઆ થાઓ છો;
કીધું અંજન તેને કરજોડ, ચોળ્યું ઓસડ ગયો છે કોડ.
આંખ ઉઘાડી રોગજ ગયો, વૃદ્ધ રાય તે સાજો થયો;
તેને ઉપજ્યું અદકું હેત, સોંપ્યું તન મન ઘર સમેત.
ચંદ્રમુખી તેને તનયા એક, પરણાવી બહુ કરી વિવેક;
આણ વરતાવી પુરમાં પત્ર, શીર સોવારવ્યું તેને છત્ર.

ખાય પીએ ને ખુબી કરે, સજ્જન પોતાનાં નિત સાંભરે;
હવે સાયર જે શહેરમાં ગયો, સમાચાર તેનો શો થયો.

કરે વણિકતણી ચાકરી, બાંધે નહીં કોશું બાકરી;
ઠઠાબાકર સિંધુ તીર, અરબ ખરબના વાહે નીર.

ત્યાં જઈ પહોંત્યાં તેનાં વહાણુ, પુર પ્રતે કીધાં પરિયાણુ;
વેચી વસ્ત ખરીદો ખ્યાલ, ભર્યો બીજો મેન મીનો માલ.

ઢોકલસંઘ તે ગામે ધણી, ગુરૂઓ ડહાપણ બુદ્ધિ ઘણી;
તેને ઘેર એક બે ઘોડલા, જુગત ગંગાજળ જોડલાં.

હાડે હાલે ફોકટ ફરે, વારૂણી પીને બાંધ્યા ચરે;
અસ્વાર થઈ બેસે કો પીઠ, ધરતી ઉરાડે ધરે નહિ શીશ.

દીસંતા તે દેવસ્વરૂપ, રત્ન જડી ભમાડયા ભૂપ;
કો હાંકે નવ ધાએલ ગરદ, માણે નહિ કો પીઠે મરદ.

શેઠ વહાણવટીઅલ તણો, તેને સ્નેહ રાજાશું ઘણો;
કરે વાત સભામાં જ્યાંહ, વાણોતર ઉભો છે ત્યાંહ.

જળનો જોલો છે હાથમાં, સમીપ શેઠતણા સાથમાં;
રાજા કહે વેપારી સુણો, જાણતા હો તો વાત એક ભણો.

અશ્વ અનુપમ છે અમૂલ, સુરજ રથ જેવા અમતૂલ;
દીસંતા તો જાણે દેવ, પણ એની ખોટી છે ટેવ.

પીઠ બેઠે ભરે નહિ પાગ, બાકી છે લાખેણો લાગ;
છે મરદ મુછાળો તમ સાથ, કે રાખે ઘોડો મારો હાથ ?

વાણીઓ કહે અમે બીજીએ, ભારે કામ તે કેમ કીજીએ;
ત્યારે ચાકર બોલ્યો વાણ, કર્યો પ્રણામ જોડી બે પાણ.

એ ઘોડો ઓળખીએ અમો, તુરી તે દેખાડો તમો;
ત્યારે વાણીએ કીધી રીશ, દીધી ગાળો તેને દસવીશ.
અશ્વ બેસનારો તે આવીઓ, શુળી દેતાં ત્યાંથી લાવીઓ;
પુરપતિએ પરીક્ષા કરી, તરત મંગાવ્યો ત્યાં તે તુરી.

ચોંકડું મોરડો પલાણી પીઠ, દેવરૂપ દેવાંશી દીઠ;
કરી સલામ વળગ્યો પાવડે, ચતુર નર ઘોડા પર ચઢે.
દીધાં તશ્વ ત્યાં દશને બાર, ખાંતે તો ખેડયો તોખાર;
પાંચ સાતેક રપેટી દીધ, બેડાંગ વાંકડો રાંકડો કીધ.

બીજો ખેડયો બુદ્ધિનિધાન, રાએ વિચાર્યું ત્યાં મનમાન;
એ કો બત્રિસ લક્ષણો ઈંદ્ર, શોભે જેમ તારામાં ચંદ્ર.
અધિપતે દીધી અદકી આશ, પ્રીત કરી બેસાડયો પાસ;
નહિ ચોર ચતુર છે એહ, દેવરૂપ દેવાંશી દેહ.

રૂપનિધાન કંદ્રપલોલ કુંવરી એક,વ્હાલી રાયને તે વિશેક;
લગ્ન લેવરાવ્યું તેણી વાર, બુદ્ધનિધને પરણાવી બાળ.
જામાત્રકરીસાયરથાપીઓ, એકઅશ્વઅલખતઆપીઓ;
પસાય પહેરામણી પ્રીતે કીધ, ગરથ અરથ અદકેરો દીધ.

શેઠ સેવકને કહે સાથે આવ, અરથ ગરથ કન્યાને લાવ;
કહેણ માન્યું તેનું કો કથી, લુણહરામ નર થાતો નથી.
અધિપતિએ આપ્યું બહુ હાથ,સ્ત્રીને મોકલી સ્વામીસાથ;
પાછાં હાકયાં વિદેશે વહાણ, પલટયો તે વાણીકનો પ્રાણ.

દગો તો એ ચાકરને દેઉં, અશ્વ અનોપમ ને સ્ત્રી લેઉં;
નિદ્રાવશ થયો જ્યાહરે, નાંખ્યો જળ માંહે ત્યાહરે.

રાખનારો જેને માથે રામ, લઈ શકે ન કો તેનું નામ;
આવ્યું પાટિયું હરિયે તેપર ઘડી, ચતુર તેપર બેઠો છે ચઢી
રાત દિવસ ને સાંજ સવાર, પુન્ય પ્રતાપે પામ્યો પાર;
જે ગામે બંધવ રાજ કરે, પાટિયું તે ઠેકાણે ઠરે.

દોહરા

મોકલ્યો હુતો મારવા, પોંહચીવાળો પરચંડ;
રાવ કરૂં જઈ રાવળે, દેવરાવું એને દંડ.
રાજદ્વારે જઈ રહ્યો, અચરત અદકું હોય;
દીઠો બંધવ પોતા તણો, કળી ન શકે કોય.
મેં તો મરતજ બાંધીઓ, વડજ ઉપર વાટ;
સજીવન એ ક્યાંથી થયો, અચરત એ અગાધ.
રાજા બેઠો રાજમાં, પંથી તેડયો પાસ;
અરસપરસ બે ઓળખ્યા, લીલા લહેર વિલાસ.
એકાંત બેઠા બે ઓરડે, કહી વિતકની વાત;
સંજોગ થયો વિજોગનો, શોભ્યા વરસે સાત.
ખગરાજ પંખી એક ઉતર્યો, કર્યો સજીવન દેહ;
રાજ પામ્યા નગરનું, દુધે વુઠયા મેહ.
નિરમળશા જે નગરમાં, પોંહચી મેલી પ્રીત;
તેણે મોકલ્યો મરાવવા, રૂડી કીધી રીત.
દંડ કર્યો તે લાંઠને, લાખો પોંહચી લીધ;
ખર વાહન કરી ફેરવ્યો, જેણે કામ એ કીધ.
એટલે વહાણ વિદેશનાં, ઉતર્યાં આવી તીર;
સાહી આણ્યો શાહુકારને, જેણે નાખ્યો નીર.

માલ સરવ માલમ કર્યો, લીધો તો તોખાર;
તેને લીધો જીવતો, લીધી નિર્મળ નાર.

નિષ્કલંક નિર્મળ કામની, અદકું સાબૂત આપ;
તે દેખાડયું પારખું, વેદ પુરાણે છાપ.

બંધવ બે સુખિયા થયા, કહી વિતકની વાત;
વણજારા માંહે હતી, જેહ પોતાની માત.

તે નાયક આવ્યો નગરમાં, પંચલખી છે પોઠ;
તે રાજાના મોહોલમાં, ગુણવંત બેઠો ગોખ.

વાત કરી વિનોદની, કર્યાં ચતુરાઇ ચેહેન,
તે નાયક કહે અમે ઉઠીશું, વાટ જુએ મુજ બહેન.

રાજકુંવર મન રીઝીયા, પુછી પટંતરે પ્રીત;
માનો આજ્ઞા બહેનની, એ તો રૂડી રીત.

છે નાહની કે મોટી છે, પીતરાઇ કે ઓરમાન;
કે સગી કે સાવકી, ગુણીજન કરો ને જ્ઞાન.

નાયક કહે નરપત સુણો, અમો બોલીએ એહેન;
માજાઇથી અદકી એ ઘણું, તન મન ધન એ એન.

કન્યા તે કંથ વહાલા તણી, નારાયણશું ચેહેન,
ચંતની ચંદન રાયની, છે મોંયબોલી બેહેન.

સાયર નીર બે દીકરા, વહાલા તણા વિજોગ;
તે રડવડતીતી રાનનાં, ભામની કર્મના ભોગ.

હેતે હાથ માહારે ચડી, દેવી દેવાંશી ડાહી;
મલીઆગરી તે ભામની, હું તો તેનો ભાઇ.

વણઝારાને વધામણે, આપ્યો મોતી હાર;
હેત હરખ હૈડે થયું, ઉલટ અપરંપાર.

અણુવણુ પાએ અધિપતિ, મલિયા માને બેય;
આંસુ ચાલ્યાં હરખનાં, નૌતમ વાધ્યો નેહ.

થાને ભીનો કંચુઓ, હરખનાં વાગ્યાં બાણ;
અરસ પરસ વરસ બારનાં, વિગત કર્યાં વખાણ.

પાએ લાગી બે પદ્મનિ, કુળવંતી કહેવાય;
ચંદનની ચિંતા થઇ, ગુણ સહુ તેના ગાય.

ગોર એક ડાહ્યો ઘરતણો, પ્રીતે તેડ્યો પાસ;
લેખ લખી એક આપીયો, અતિશે દીધી આશ.

પરમુલક પરદેશમાં, ગુફા ઘેવર કે ગામ;
લખ્યો કાગળ દેખાડજો, ઠરજો જોઇને ઠામ.

"ક્યાં ચંદન ક્યાં મલિયાગિરી, ક્યાં સાહેર ક્યાં નીર;"
કહેતાં ફરજો એટલું, શોધન કરો શરીર.

પ્રતિ ઉત્તર પ્રીછે તેનો, પુરો લખાવજો લેખ;
કામ સરે સહી આપણું, તેમાં નહિ મીન મેખ.

વિપ્ર હીંડે વાંચતો, લખીયો કાગળ ગાય;
છાનાં રહે સૌ સાંભળી, ઘાવ પુરો નવ થાય.

એક સમે એક ગામમાં, બેઠો બુદ્ધનિધાન;
વાંચ્યો કાગળ વિપ્રજન, સિદ્ધ થયો સાવધાન.

વિભૂત ચોળી છે વપુ વિષે, જટા ધરી છે શીશ;
દેરે બેઠો દરિયા તટે, અહરનિશ પુજે ઇશ.

સમરણ કરે શૂલપાણુનું, ધરણીધરનું ધ્યાન;
વાંચ્યો કાગળ વિપ્રજન, પોતાને અભિધાન.

કાગળ લીધો કરથકી, વાંચી જોયો વરત;
અખંડ ધાર આંસુ તણી, તે વેળા ચાલી તરત.

તેણે ઘાવ પુરો કર્યો, વિપ્ર હાથથી વેદ;
પાછો આપ્યો પંડિતને, ભ્રાંત ન ભાગી ભેદ.

"ક્યાં ચંદન ક્યાં મલિયાગિરી, ક્યાં સાયર ક્યાં નીર;
જીમ જીમ પડે વિપત્તડી, તીમ તીમ સહે શરીર."

વિપ્ર વધામણી લાવીઓ, જ્યાં છે રાણી રાય;
વાત કહી વિદેશની, ઉલટ અંગ ન માય.

દક્ષણમાં દેહેરૂં દેવનું, ધર્યો જોગીએ જોગ;
તેણે કાગળ વાંચીઓ, ભાવ ધરીને ભોગ.

અખંડ ધાર આંસુ વહે, ન રહી ધારણા ધીર;
"જીમ જીમ પડે વિપત્તડી, તીમ તીમ સહે શરીર."
પુરો કરી આપ્યો પલકમાં, આવ્યો ઉલટ ભેર;
એક માસમાં આવિયો, રાય તમારે ઘેર.

દુંદભી વાગ્યાં દેવનાં, ગડગડિયાં નિશાન;
તન બે ચાલ્યા તેડવા, ભાવે ઉદિયો ભાણ.

પાગ નમ્યા પિતા તણે, દંડવત કર્યાં દશવીશ;
પ્રદક્ષણા પંદર કરી, ખોળે મેલ્યાં શીશ.

એકાંતે બેઠા અધિપતિ, તન બે ત્રીજો તાત;
વિતક કહી વરસ બારની, કહી વિસ્તારી સૌ સાથ.

મુસ્તક મુગટ ધરાવીઓ, શીર સોહાવ્યાં છત્ર;
હસ્તિએ બેઠા હેતથી, પંચ પિરોજા પત્ર.

ગડગડયાં ઘોર નિશાન ને, આવ્યા ગાતા ગાથ;
ભેટયાં પોતે ભાવશું, સતવંતી સ્ત્રી સાથ.

દિવસ દોહેલા વહી ગયા, રૂડું પામ્યા રાજ;
સેના લઇને સંચર્યા, પેશકશાને કાજ.

દીવાન મેલ્યો તે ગામમાં, ઠરાવ કરી રાખ્યો ઠામ;
ચતુર નર ચારે જણાં, આવ્યા ચંદનાવતી ગામ.

વીટયું ગામ વસુધાપતિ, વરત્યો જેજેકાર;
પુંડરિકને પ્રાજે કર્યો, ક્ષણું ન લાગી વાર.

આણ ફેરવી આપણી, શોભ્યા સજ્જન સહુ સાથ;
અરથ ગરથ ભંડારનો, પુંડરિકનો આવ્યો હાથ.

પ્રૌઢાં મંદિર માળિયાં, પ્રૌઢાં ગામ ગરાસ;
પ્રૌઢી પ્રજાની પ્રીતડી, પામ્યા લિલવિલાસ.

ચંદન ને મલીયાગરી, તન સાયર ને નીર;
બે વહુઓ તેની બાળકા, છએ શુદ્ધ શરીર.

ખાય પીએ દિન નિરગમે, આનંદે દિન જાય;
એક દિવસ એક રાતમાં, બીજું કૌતક થાય.

મહીપતિ પોઢયો મેડીએ, મેનમેન માઝમ રાત;
જાગે પોતે એકલો, સુતાં માનવ જાત.

એટલે શબ્દ બીજો થયો, પડું પડું પડું કહ્યું ત્રણ;
તેહ સાંભળ્યું સર્વદા, સ્વયં રાયે નિજ કર્ણ.

પડું પડું તે શું કહે, પડીશ હવે તું કેમ;
કાંઇ બાકી રાખીશ માં, શાખે તે મુજ સમ.

મોટો કડાકો મહેલમાં, તુટી પડીઓ તરત;
દિપક જોત દશે દિશા, નરપત કીધી મરત.

સાક્ષાત્કાર કોઇ શક્તી છે, શોભામાં લક્ષ્મી મૂલ્ય;
થયો ઢગ હીરાતણો, ચિંતામણી સમતુલ્ય.

પ્રકટી કન્યા કો કારમી, પદ્મનિ પુરણુ પૂર;
સિહલંકી શુભ કામની, નારીમાં બહુ નૂર.

વેણુ દીસે વાસુકી તણી, ઉદર આપ અપાર;
વાસ દિસે વનિતા તણો, હૈડા કેરો હાર.

દીઠી કો દેવાંગના, જોઇ રામાનું રૂપ;
એ કન્યા કોને પરણુશે, ભ્રાંતમાં પડીયો ભૂપ.

ત્યારે શબ્દ બીજો થયો, સાંભળ રાજા કરણુ;
પિતા એક ને પુત્ર બે, તોલ વિચારો ત્રણુ.

જેણે દુઃખ વેઠયું ઘણું, તેનું કરજો તોલ;
તે કન્યાને પરણુશે, બોલ્યા એવા બોલ.

એટલે સરવે જાણીયું, પેર વિવાહની વાત;
પુત્ર પિતા સહુકો મળ્યા, પોકારે પરભાત.

વેદ વચન લોપાવિયું, માન્યું કારણુ વરત;
તે લગને તે મહુરતે, પરણાવી કન્યા તરત.

ઢોલ ઢબુકાં થઇ રહ્યાં, પરણ્યો રૂડી પ્રીત;
વિવાહમાં વરણુવ કશા, રાજસ રૂડી રીત.

શબ કહે સતવાદી સુણો, વિક્રમ વીર વડહથ્થ;
દાને માને ડહાપણે, શુભ કામે સમર્થ.

વેઠ્યું દુઃખ કોણે ઘણું, કોણ પરણ્યો કન્યાય;
બ્રહ્મહત્યાદિક પાપ છે, જો બોલો અન્યાય.

છાનો કેમ રહે છત્રપતિ, સાચી વાતપર સ્નેહ;
જળ મુક્યું જુઠી વાતનું, એહ દેવાંશી દેહ.

જેને દેતાતા શુળીએ, નાંખ્યો સમુદ્ર માંહ;
કન્યા પરણાવી તેહને, તોલ કરીને ત્યાંહ.

પિતા બુડયો પલકમાં, ઢીમરે કાઢયો બહાર;
સુખે શિવ શહેરે રહ્યો, પામ્યો દુઃખ તે પાર.

વનિતા વણઝારે પડી, ખાન પાન સન્માન;
દુઃખ પડ્યું વિજોગનું, વેઠે પણ નિશાન.

મૃત્ય પામ્યો મહિપત થયો, રૂડું ભોગવ્યું રાજ,
શુળીવાળે દુઃખ બહુ સહ્યું, કર્યું પરઘેર કાજ.

બહુ દિવસ વરસ સાતથી, ચાંપ્યા તેના ચરણ;
જળ ભરતો અંન રાંધતો, કીર્તન સંભળાવતો કરણ.

દુઃખના એને ડુંગરા, દુઃખનાં ઝાઝાં ઝાડ;
જળ સાયરથી જીવિયો, તેમાં પ્રભુનો પાડ.

સાબાશ કહી શબ ઉડીયું, ચોટયું વડને ઠેઠ;
જ્યાં મસાણ છે ગાંધ્રવીયું, ક્ષીપ્રા વહે છે હેઠ.

પુરપતિ તો પાછો વળ્યો, ગુણવંત આવ્યો ઘેર;
સિદ્ધ આગળ માંડી કહી, પ્રભાત સમે સઉ પેર.

આપું તુજને એહ તો, ત્યારે પીશું નીર,
અંનજળ નવ ભક્ષણ કરૂં, સાંભળ સિદ્ધ શરીર.

રણીદાસ પ્રતાપથી, થયો ગ્રંથ એ સાર;
એ ગ્રંથ જેણે ઓળખ્યો, નહિ જમડા દે માર.

નવમે દિવસે નરપતિ, ઠીક કરાવી ઠાઠ;
શામળભટ સાચું ભણે, કથા થઇ છે આઠ.

શ્રોતા વકતા સો સાંભળે, અંબા પુરે આશ
કલ્યાણકારી સઉ વિશ્વને, કહે કવિ શામળદાસ.

## ૩

## પંચ ત્યાં પરમેશ્વર

રાવણ-પૂછે અઢારે વરણને, કહોને સાચી વાત;
સીતા આપવી કે નહીં, ખરી બતાવો ખાત.
કોની ન રગતી રાખશો, બોલી રૂડી વાણ;
સત પ્રકારે સાચું કહો, ન થાયે હાંસું કે હાણ.
વેવાર વાત સહુને ગમે, એહ અક્ષર એહ આંક;
રૂડી કહો એ વારતા, કોય ન કાઢે વાંક.
મનગમતું કરજો તમે, એ વાતે નહિ રીશ;
ખરી વાતે નહિ ખરખરો, તે જાણે જગદીશ.

કવિ—અઢારે વરણ હવે બોલશે, પોતાને સુઝતી પેર;
પોતે બેઠા સાંભળે, તેહ ઠામ તે ઠેર.

સંવાદ આ જે સાંભળે, તેને પરમેશ્વર પ્રસંન;
ગાય શીખે હેતે કરી, છે રેવાનાં દર્શન.

મનમાન્યાં માગ્યાં મળે, વિધવિધ પેર વિલાસ;
પિતા પુરૂષોત્તમ તણો, કહે કવિ સામળદાસ.

શ્રોતા વક્તા સમજતા; કહે કવિતા કરજોડ;
સામળ કહે સહુ બોલજો, જયજય શ્રી રણછોડ.

વિચાર પૂછયો એક વિપ્રને વિધવિધે,
મહારાજ મહિમા કહો મંનમાની,
આપવી એ ઘટે કે નહિ આપીએ,
દલ તમારે કશી બુધ્ધ દાની;
મહિપતિ માન મટાવીયે કેમ કરી,
લાજ ઘાટાવિયે હોડ હાની,
પાછી આપતામાં પરાક્રમ તે કશું,
ભીખ તેને પછે ભૂખ શાની.

વૈધ્ય કહે વેવાર એ પાખી છે,
આપતે લાજ છે પરિયામાં,
અથડાવો દહાડા દશ વિશેક,
હાલક બુકાલેક કરિયામાં;
રાડ જુઓ એ રીંછડાં કેરી,
કણ એક ભાજન ભરિયામાં,
કાયમ કયમ થઇએ આગળથી,
શું વહાણુ મૂકયું છે દરિયામાં.

કહે કણબી કેમ કામિની દીજીએ,
જાત જોરાવર શું એની જાણી,
પાછા જશે અથડાઇને પોતે,
કે લહેર સમુદ્રની લેશે તાણી;
લંકા સરીખડો કોટ લેશે કયમ,
રાવણ રાય દેખીતો જે દાણી,
પૃથિવીપતિ એ પત મૂકે કેમ,
છેલ્લે કયારે શું ગયું છેજી પાણી.

ગજધર કહે દાહડા પાધરા દૈત્યના,
શિવ વરદાનની છાપ છે રે,
સાત સમુદ્રની આડ છે ઓટે,
અધીપત રાણોજી આપ છે રે;
દેવ હીંડે છે દશો દશ નાસતા,
ત્રણ લોકમાં જેનો તાપ છે રે,
ભલું લાવ્યા છો તો ભૂપતિ ભામિની,
ગજે તસુ તો માફ છે રે.

સોની કહે લાવ્યા છો સીતાને,
પ્રીતે વચન એ પળવું છે,
ચોટ નાંખી છે તો ચંતા શી,
રાજ્ય પદવીમાં રળવું છે;
આમે કરમ લેલાટ લખાણું,
તે શું ટાળ્યું ટળવું છે,
સોનું પહેરે જો કાન જ ત્રુટે,
જતરડા વચ્ચે નીકળવું છે.

ઘાંચી કહે ઘણું શું જોર એમાં,
માંકડાં કેરો એ માર જોરે,
બાળક બેહુમાં બુધ છે કેટલી,
ભૂપ ભારેનો એ જોર જોરે;
નહિ ઘોડલા જોડલા હાથિયા સાથિયા,
કટક કેરો પોકાર જોરે,
હડબડવું નહીં હિમ્મત રાખવી,
તેલ જો તેલની ધાર જોરે.

મોચી કહે મેં તો માંકડાં દીઠડાં,
નાશે જેમ રણુમાં રોઝડાં રે,
કોઠાં બિલાંને કાજે વઢે ઘણું,
તુચ્છ તરણાવત તોછડાં રે;
હૂકતાં કુદતાં ઢુકતાં ઝુકતાં,
ફોજ નહિ એ તો ફોજડાં રે,
હિંમત રાખીએ દલ એ દાખીયે,
પાણી પહેલાં શાં મોજડાં રે.

નાઇ કહે છે નાત સઘળી અમને,
રૈયતમાં સહુ કહે છેજી રંકા,
ગત જાણે કુણ ગોવિંદ કેરી,
અકલિત અક્ષર એહના અંકા;
સુઝ વિચારતાં તો નથી સુઝતું,
લંગુર કેમ લઇ શકશેજી લંકા,
કોથળીમાંથી સાપ જ નીસરે,
વાળંદના દન હોય જો વંકા.

કહે દરજી દલ જાણું છું હુંય,
ભૂપ આપણો ભોળો છે,
પહાણુ તારી આવ્યો પરપંચે,
જનાવર સંઘાતે જોરો છે;
બાળી ગયો બળવંતો કોયક,
ટેક ઘણેરો તોરો છે,
આરા કેડે વારો આવે,
જેમ સોયની કેડે દોરો છે.

પરિયટ કહે હું પ્રીછયો પારખું,
હાથ તારે શિર હરનો છે,
નવ ગ્રહ બાંધ્યા છે નરપત,
તો ભાર શો એના ડરનો છે;
હારીને જો હિંમત મૂકો,
તો નામોશીનું નરનો છે,
ધોબી કેરો કુતરો નહિ,
ઘાટ તણો નહિ ઘરનો છે.

ભોઇ કહે ભૂપત કહું તુજને,
સીત હરી તે સાંખી છે,
જોરાવર જન દીસે ઝાઝા,
ભાગ્ય નિધિ શી ભાંખી છે;
પચવાની નથી એહની પ્રમદા,
જેવી જીવતી માંખી છે,
અંગદ વિષ્ટિયે આવ્યો તો તે,
કણુક મચ્છને નાંખી છે.

સલાટ કહે શાણા છો સહુકો,
વેદ વચનની વાણી છે,
સીતાજીને આ જાણો પણ,
રામ તણી તો રાણી છે;
એહના શાપથી ઉદવસ્ત થાશે,
હુશ થકી બહુ હાણી છે,
રંકનું કહ્યું રાવણ કયમ માને,
પત્થર ઉપર પાણી છે.

સાબળિયો કહે સઉ જાણો છો,
જુવતી એહ લાવ્યો છે જાણી,
એહને ગમતું આપણ બોલો,
વખાણ કરો વિધવિધની વાણી;
શીખામણ દેઇને થાકી છે,
રાવણની મંદોદરી રાણી,
ધરમ વાતે ધર્મજ થાશે,
દૂધનું દૂધ ને પાણીનું પાણી.

ભરવાડ કહે ભૂપત પૂછે છે,
સાચી વાત કહો મન માની,
દેશ ભંગ થાએ દેખંતાં,
પરથમ તો પરજાને પાણી;
લંગુરાએ લંકા બાળી,
જાન સહુને પહેલી બાણી,
વઢવાડ ન થાય તો સહુને રૂડું,
તો રહે દૂધ દહીં ને દાંણી.

જતી કહે સહુકો સાંભળજો,
ભૂંડા લોક તો ભૂર ભમાડે,
રામચંદ્ર મોટો રિદ્ધપત રાજા,
પ્રોઢો કોટ પણ વાંદર પાડે;
આપણો રાજાજી અતિ બળિયો,
જીત્યા છે મલ્લ અધિક અખાડે,
એહ સાથે વઢતાં નહિ વાધે,
વેચવો કાંશકો વરતિયા વાડે.

ગોલો કહે ગુણવંતા આગળ,
માહરી તો મોટમ મતી,
નવ ગ્રહે જિતી બાંધ્યા નરપત,
રાવણ રાયની મોટી રતી;
જો જિતે તો કામજ થાશે,
નહિતર પાછી આપશે સતી,
હાર જિત છે હોડે રમવું,
ક્યાં ગોલાને ઘેર ગાયો હતી.

કોળી કહે કહું કર જોડી,
દેશપતિ આવ્યો છે દાવે,
શૂરો થઇ સીતાને લાવ્યો,
તે કયમ કુડો કાયર કાવે;
જિતવું ને વળી જશ લેવો,
નીચ નિર્માલ્ય થયે તે નાવે,
કુણ જાણે કિરતાર શું કરશે,
ભીલનું ભાલોડ જો પાધરૂં આવે.

ચિતારો કહે ચંતા મુજને,
અધિક વાંદરાં આવી અડશે,
ઘણાક જોજન છે ઘડ ઊંચો,
પણ ચહાય તે વેળા ઉપર ચડશે;
દેહવટ કરશે દેશ લંકનો,
નિશ્ચે એ નરપત્યને નડશે,
શ્રીરામચંદ્ર સમજે છે સર્વે,
શું મોરનાં ઇંડાં ચિતરવાં પડશે.

કહે પરજાપત સુણ રે ભૂપત,
અતિશે વાંક તમારો છે આડો,
ચંતની કેરા ચોર કહેવાણા,
તેની સાથે કરો છોજી તાડો;
હઠાવે હનમંતને જેહ હંડોલ્યે,
એવો કો તમ દાસ દેખાડો,
જગજીવન સાથે જીત કરી તમો,
કોઠી ધોઇને શું કાદવ કાઢો.

સોની વાણીયો કહે છે સાચું,
અધિપત છે તારા મનમાં આંટો,
જોરાવરસું જુદ્ધ કરવાં છે,
તલવટ નહીં એ વિપરીત વાંટો;
કાળના કાળ પરબ્રહ્મ પોતે,
એની સાથે વઢી શું ખાટો,
કર્યાં કરમ ભોગવશો કુડાં,
રામ હાથે રધા સોનીનો કાંટો.

વૈદ્ય કહે વેરી શું વઢીએ,
તો તો એક કહ્યું તે કીજે,
સામ દામ ને ભેદ કરો બહુ,
ખરી વાતમાં કોય ન ખીજે;
આમે જે લખ્યું તે થાશે,
ઘડિયે લાવો લાખેણો લીજે,
બળ દેખાડી જુઓ એ બીહે છે,
પ્રથમ રેચ નેપાળાનો દીજે.

વેદીયો કહે એ વેદે લખાણું,
મહા શાપ સતીના સુણવા છે,
લંગુરને જે લંકા લેવી,
તે ડુંગરા શું ખણવા છે;
જેવું વાવીએ તેવું ઉગે,
તેવા કણ પછે લણવા છે,
રામ રોળી નાખે રાવણને,
એમાં વેદ શું ભણવા છે.

કવિ કહે કર્મ લખ્યું તે થાશે,
નિશ્ચે વાત ન થાયે નવી,
વૈરભાવે અધિપત અવતરિયો,
તો સીતા હરવા બુધ હવી;
જદુપતિ સાથ જિતે નહી કોઈ,
જો પશ્ચિમમાં ઉગે રવી;
જ્યાં ગત નહિ સુરજ ચંદ્રની,
ત્યાંસુધી ગત કરતા કવી.

ભવાઇઓ કહે ભુંડું માનશો પણ,
 તોલ વાત કહીશું તાંનો,
સીતા આપીને પાગે લાગે,
 જો દશાશન હોયે દાનો;
લુંટાશે સમરથ ને રિદ્ધિ બાધી,
 શું પાવૈને ચડશે પાનો,
સાચું કહેતાં રીજો કે ખીજો,
 નાચવા બેઠા ત્યાં ઘુંઘટો શાનો.

અંધો કહે આગળથી સૂઝે,
 કૂડાં કેરી શી કારસી,
રૂઠયો રામ રઘુનંદન જેને,
 તેને વળતો કોણ વારસી;
દેવ આગળ ડહાપણ તે કોનું,
 પંડીત આગળ શી પારસી,
રૂડી રીત રાવણને કહેવી,
 તે આંધળા આગળ છે આરસી.

બધીર કહે મારી બુદ્ધિ થોડી,
 તોય કહું એક રૂડા કાજે,
રંકનું કહ્યું રાજા નવ માને,
 જેને છત્ર કનકનાં છાજે;
અહંકાર મહા લાવ્યો અતિબળ,
 લક્ષવસા તે આપતાં લાજે,
એહ‍ આગળ કહેશો તે મિથ્યા,
 જ્યમ બેરા આગળ શંખજ વાજે.

એક ગ્રક્ષ તણો નર કહે છે,
અધિપત છે હજુ આડામાં,
ઐરાવત એણે નથી દીઠા,
પ્રાક્રમ કીધું છે પાડામાં;
એ હઠીલો હિમ્મત નહિ મૂકે,
ટેક રાખે છે તાડામાં,
કપટ કોટિધા એના મનમાં,
જયમ બોતેર વિદ્યા બાડામાં.

પાવૈયો કહે પેર હું પ્રીછું,
એ રીંછ વાંદરા કયમ વઢશે,
ઉઠ જોજન છે કોટ કનકનો,
તેહનો પાડયો કેમ પડશે;
રામ રાજા ને રાવણ રાક્ષસ,
નિર્બળ કયમ નરપતને નડશે,
રીસાવી રહેશે રાવણથી તો,
શું પાવઇને પાનો ચડશે ?

વણઝારો કહે વારો છો એને,
ગુણ વાત કહો છો તે ઘેલી,
અગનીની આંચમાં આવ્યો અધિપતિ,
પ્રિછયો પ્રીત નહીં એ પહેલી;
વઢતાં વાત થશે એ વિપરીત,
સીતા આપવી તે છે સહેલી,
આપણ શીદ આગળથી કહિયે,
શું ગુણ્ય કૂદશે બળદ પહેલી.

દંતારો કહે દેશપતિને,
દુનિયાં બાધી તો હસશે,
રંજાડ ઘણો રૈયતને થાશે,
પૂર બાધું તે પીડાશે;
દેહ પડશે દશાનન કેરો,
નિર્માલ્ય થઈ આપે નાસશે,
ઘરડાંની કહેવત તે સાચી,
જે વધનો દાંનો તે ઘાસશે.

માળી કહે છે મુને ગમે નહિ,
વાત કરો છો જે જે મોટી,
રાવણ રાજા છે એ ડાહ્યો,
લક્ષવસા પડશે એ લોટી;
જે કહું છું તે સાચું માનો,
તમો સહુ કહો છો તે ખોટી,
ઝાઝું કરશે તો સીતા લેશે,
માળી રૂઠ્યો ફૂલ લેશે લેશે શું ચોટી?

પટેલ એક પાદરડે બોલ્યો,
રાવણની નવ્ય પોંતી રળી,
સીતા વેલ એ ઝેર તણી છે,
તે એહને લાગે છે ગળી;
ઈંદ્ર તણી અલખત ભોગવતો,
તેહ ટેક એહની તો ટળી,
જાનકી જોખ એની લેઇ જાશે,
જયમ પુંખ ન ખાધો ને હાથેલી બળી.

પટેલ એક ચોરેથી ચેત્યો,
બાળ પરી રાવણની બુદ્ધિ,
બ્હેને કહ્યું ત્યાંથી છે બહેકયો,
તે છે ગુણહીણી ને ગદ્ધી;
શુખશય્યા વૈમાન તજ્યાં છે,
રાજપદવીની રીત્યો રૂંધી,
લંકામાં એ લાડકવાયો,
પટેલની ઘોડી પાદર સૂધી.

છીપો કહે છાજ્યું નહિ એને,
છતનો એને છાક ચઢે છે,
જગત જનેતાને એ લાવ્યો,
સામો વેરી થઈને વઢે છે;
જોરાવર ઝાડ વાવ્યાં છે ઝેરના,
તેનાં એને ફળ જડે છે,
રાવણ આખર રાક્ષસીનો તન,
જાત વિના શું ભાત પડે છે.

એક વિધવા કહે વિખાણે છે શું,
તારો બોલ ગમે નહિ ગાંડો,
વાર્યું નહિ કરે તે હાર્યું કરશે,
કહિયે સુખે રાડજ માંડો;
ઘડી બે ચારેક લંક લૂંટાશે,
જેને ગમે તે ગામજ છાંડો,
સુખે રાજ કયમ રાવણ કરશે,
શું જિતવી છે રાંડીરાંડો.

પંચ મળી પરમાણુ કર્યું છે,
રાવણુ કાજળ શ્રીરામજી કેશર,
રાવણુ ખાખડો રામ ગંગોદક,
રામ ઐરાવત રાવણુ ભેંસર;
શ્રીરામ ધર્મી રાવણુ અધર્મી,
કહે કવિ સામળભટ્ટ કવેશ્વર,
જીતે રામ ને રાવણુ હારે,
પંચ તિહાં પોતે પરમેશ્વર.

બ્રાહ્મણુ ભાટ ચારણુ કો કવિતા,
ખોડ ન દેશો રંક કે રાણો,
એક તો નામ શ્રીરામજી કેરૂં,
બીજો અક્કલ થકી ઉખાણો.
જેને જેહ વણુજ તે સુઝે,
પ્રીત થકી સહુ પંચ પરમાણો,
નિશા ચર્ચા જોઈ નરપતિએ,
શામળભટ કહે સમજે શાણો.

શ્રીગુર્જર દેશ ગરવો ગુણુનિધિ,
વિપ્ર શ્રીગોડ વેંગણુપુર વાસી;
પિતા તે પુરુષોત્તમ કેરો,
વીરેશ્વરનો પુત્ર તે વિલાસી;
સામળભટ શિવજીનો સેવક,
આદ્ય શક્તિ કેરો ઉપાશી,
રામ ચરિત્ર આ ગાતે સુણુતે,
નિતપત ક્રોડ વશાએ કાશી.

## ૪

### ઉખાણાં

છેલ કુદંતો છેક, એક કંડુ એતો ધોરી;
શિંગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી.
પીઠે નથી પલાણુ, ત્યારે તો મેડક માણે;
નથી રહેતો તે નીર, જરૂર કોઇ શશલો જાણે.

પણુ શશલાને પગ ચાર છે, પગ વિણુ આતો પરવરે;
શામળ કહે અર્થ સહેલ છે, રૂડા જન રુદયે ધરે.

### ચાંચડ

અચરત સરખું એક, સાંભળ્યું છે સૌ કરણે;
જતા દિઠા જશવંત, તોલથી જન તો ત્રણે.
ખટ પગ ને ખટ હાથ, નેત્ર બે દૈવત દેખે;
બે ચરણે ચાલંત, લલિત લક્ષણુથી લેખે.

તે કાનને નામે નામ છે, સતવાદી શોભીત સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કૂડ કથન ન કહું કદા.

### કાવડવાળો શ્રવણ

ભાત ભાતના રંગ, લિલો પીળો કે રાતો;
લોહ લકડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બળ માતો.

કનક કથિર મણિરત્ન, મેર મોટમ તુછ તરણાં;
જીવજંતુ પશુ પક્ષિ, સિંહ નર હસ્તી હરણાં.
વળિ જડ ચૈતન નર નારિયો, લાયક જન લેખી લિયો;
શામળ કહે ચેતો ચતુર નર, એક રંગ સૌનો કિયો.

### પડછાયો

ચાતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું;
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું.
કાયા ઉપર હાડ, હાડપર વાળ ભણીજે;
વાળ ઉપર છે રુધીર, સુગુણ તેનાજ ગણીજે;
ખરિ તે ઉપર તો ખાલ છે ખાલ ઉપર વાળજ નથી;
વળિ મુખમાંથી અમૃત ઝરે, શામળ કહે કહો કથી.

### કેરી

પુણ્ય સુપાત્ર પવિત્ર, કુલ એવાની કન્યા;
કિધો પિતાનો કાળ, એહ પણ મોટો અન્યા.
વરી વડાઉવા સાથ, જાત રુડો તે જાણી;
કાંઇ ન ચડ્યું કલંક, વડા લોકોએ વખાણી.
કહો કવણ નાર પીતા કવણ, કવણ વડાઉને વરી;
વળિ કવણ કૂળ પેદા થઇ, શામળ કહે તે સુંદરી.

### છાશ

સરસ સરોવર એક, ભર્યું છે નિર્મળ નીરે;
પિયે નહિ કોઇ પંથિ, હંસ નવ બેસે તીરે.
તે સર સમિપ જાય, બુડે જન જોતાં ઝાઝા;
દુઃખ ન પામે દેહ, રહે તરતીએ તાજા.

કવિ શામળ કહે છે કારમું, હોંશીજનને હિત હશે;
સ્વામી લાવો સોહામણું, તો સોળે પૂરા થશે.

દર્પણ

## પ્રીતમદાસ

### ૧

હરિ ભજન વિના, દુઃખ દરિયા સંસારનો પાર ન આવે;
જડ બુદ્ધિ જીવ, સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે.
તેં અનેકવાર અવતાર ધર્યા, બહુ કર્મ તણા કોઠાર ભર્યા;
અધઓઘ તણા અંબાર કર્યા. હરિ૦ ૧

તું ઝાડ પહાણ જડ રૂપે રહ્યો, તેં શીત તૃષા બહુ તાપ સહ્યો;
તારો કલેશ કોણે નવ જાય કહ્યો. હરિ૦ ૨

ફર્યો ચાર ખાણ લક્ષ ચોરાશી, થયો જળચર સ્થળચર નભવાસી;
માયા બંધનથી ન શક્યો નાસી. હરિ૦ ૩

પામ્યો મનુષ્ય દેહ તેમાં ન મણા, ધનધામ પુત્ર પરિવાર ઘણા;
હવે ગાઈ લે ગુણ ગોવિંદ તણા. હરિ૦ ૪

કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, એવું જનમ મરણનું દુઃખ જાણી;
શું સૂતો છે આળસ આણી. હરિ૦ ૫

૨

મન માને નહિ, સો ફેરા સમજાવું તો યે શું થાયે;
ખળ કઠણ કઠોર ચંચળ, ચોર ચપળ ચિત્ત ચોદસ ધાયે.
મન ભૂત તણી પેરે ભમતું, ચાલે માયાની સંગે રમતું;
એને હરિ ભજવાનું નથી ગમતું. મન૦ ૧
મન નિર્લજને લજ્યા ન મળે, પીળું ભાળે પોતાને કમળે,
લઈ નાખે માયાને વમળે. મન૦ ૨
જેમ કુકર માથે માર પડે, તોય આવી ઉભું દ્વાર અડે;
ફળ દેખીને મરકટ ઝાડ ચડે. મન૦ ૩
જો જમકિંકરનું દુઃખ જાણે, તો મિથ્યા સુખને શીદ માણે;
ગયો અવસર ઉરમાં નવ આણે. મન૦ ૪
કહે પ્રીતમ પરપંચ પરહરતાં, શુધ ભાવે હરિનું સમરણ કરતાં;
કંઈ વાર નહિ ભવજળ તરતાં. મન૦ ૫

૩

વાલાજી તું મોકલને વરસાદ રે, શામળીઆ
સાધુ સંત શાનો કરશે પરસાદ રે, શામળીઆ
અંનજલ ખુટચાં ટુટ્યાં સગપણ સઉનાં રે, શામળીઆ
નથી ખમાતાં દુખડાં ગરીબ ગઉનાં રે, શામળીઆ
પશુ પીડાય ન મળે પાણી તરણ રે, શામળીઆ
બિરદ તારૂં કાવે અશરણ શરણ રે, શામળીઆ
સામ્રથ નહિ તારે સ્રષ્ટી કરી શું કરવા રે, શામળીઆ

પરજાને તો જોયે નિત્ય પેટ ભરવા રે, શામળીઆ
પરજા પીડાય તેહનું પતિને પાપ રે, શામળીઆ
અંતરજાંમી જુઓ વિચારી આપ રે, શામળીઆ
અંન વિના તે કયમ કરી દિન કાઢે રે, શામળીઆ
અબળાનું બળ એટલું આંસુ પાડે રે, શામળીઆ
જોરે કરીને જીવે કયમ જીવાય રે, શામળીઆ
નજર કરો તો નવખંડ લીલા થાય રે, શામળીઆ
દુનિયામાં પીડાય તાહરા દાસ રે, શામળીઆ
માંનવીએ તો મૂકયો છે વિશવાસ રે, શામળીઆ
પ્રીતમના સ્વાંમી છો પરદુઃખ જાંણુ રે, શામળીઆ
ઘણી થઈ છે મૂકો મનની તાંણ્ય રે, શામળીઆ

૪

બાળકના અપરાધ જુવે જો માત રે, વાલાજી
તારે તેહેનો કરે ઘડીમાં ઘાત રે, વાલાજી
પિતા પુત્રની જ્યારે લાંચ ખાશે રે, વાલાજી
તારે વળતી કયમ જુગમાં જીવાશે રે, વાલાજી
જલ સીંચ્યાનું મેઘ માગશે મૂલ રે, વાલાજી
તારે તો શું ટળશે અમારૂં સૂળ રે, વાલાજી
હીંડયાનું જ્યારે ભોમી ભાડું લેશે રે, વાલાજી
ત્યારે કોણુ ઉભું રહેવા દેશે રે, વાલાજી
વિશ્વંભર થઇ વહેરો જ્યારે કરશો રે, વાલાજી

સૃષ્ટિનું કેઇ પેર્યે સંકટ હરશો રે, વાલાજી
દુનિયાનું દુ:ખ દયા કરીને ટાળો રે, વાલાજી
પુરણાનંદજી બિરદ તમારૂં પાળો રે, વાલાજી
જગત જીવાડો તો મોકલજો મેહ રે, વાલાજી
નહિ તો પડશે પલક વારમાં દેહ રે, વાલાજી
હુકમી બંદા હુકમ કરો તો આવે રે, વાલાજી
નાનાવિધનાં નૌતમ અંન ઉપજાવે રે, વાલાજી
પ્રીતમના સ્વામી એ પ્રાક્રમ મોટું રે, વાલાજી
જળ વરસે નહિ તો જીવ્યાનું ખોટું રે, વાલાજી

## ધીરો

### ૧

#### પદ

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચડવું છે;
હિમ્મત હથિયાર બાંધીરે, સત્યની લડાઇએ લડવું છે.

એક ઉમરાવ ને બાર પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ,
એક ધણી ને એક ધણીઆણી, એમ વિગતે સાતસેંને વીસ;
સો સરદારે ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવું છે.

પાંચ પ્યાદલ તારી પૂઠે ફરે છે, ને વળી કામને ક્રોધ;
લોભ મોહ માયાને મમતા, એવા જુલમી જોરાવર જોધ,
અતિ બલિષ્ટ સ્વારી રે, તે સાથે આખડવું છે.

પ્રેમ પલાણુ કરી, જ્ઞાન ઘોડે ચઢી, સદ્‌ગુરુ શબ્દ લગામ,
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલીરે, નિર્ભે નિશાને મરવું છે.

સુરત નુરત ને ઇડા પિંગળા, સુખમણા ગંગા સ્નાન કીજે,
મન પવનથી ગગન મંડળ ચઢી, મીરા સુધા રસ પીજે;
રાજ ઘણું રીઝે રે, ભજન વડે ભડવું છે.

૨

ધાહ સુણી ધાજો રે, ધીંગડમલ ધીંગા ધણી,
પ્રભુનું પત પાળો રે, ભાવે ભાળો ભક્તો ભણી.
હું પતિત તમો પતિતપાવન, હું દીન તમો દયાળ,
હું ચાકર તમો ઠાકર મારા, પ્રેમતણા પ્રતિપાળ;
સંભાળ લીજે સ્વામી રે, અંતરજામી આશા ઘણી.
ભૂમિ આસ્માન તણો ત્રાસ બંધાણો, વાલ્યું જલ પવન ગગન,
દંડી વિરંચી વિષ્ણુ શંકર તમે, તો ક્યાં ત્રણ ભુવન;
સ્વદેજ ઉદ્‌ભિજની રે, બાજી તો તારે હાથે બણી:
કોટી અપરાધ કોટી ગુના અમ, ક્ષમો ગરીબનીવાજ,
તું તારા બર્દ સામું જોજે, કરો કરૂણા નિધિ સુખ કાજ;
લજ્જા મારી રાખો રે, મહાન સંત ચિંતામણી.
ભારે ભરોંસો વિશ્વાસ વિશ્વંભર, આશા પૂરો અનાથના નાથ,
દુ:ખ વિલાપ સંકટ કપટ ટાળો, હરિ હેત કરીને ઝાલો હાથ;
મીરાની વારે ધાજોરે, તારે ને મારે પ્રીત ઘણી.

૩

મહા માન સરોવર રે, જુઓ તમે મતિવતી;
જેની ગતિ ગૂઢજ રે, રાઢય નથી એમાં રતિ.
પહોળાઈ લંબાઈ સર્વ છે સરખી, નિર્મળતા વખણાયે જાણ,
પવિત્રતા તો પૂરી વસે ત્યાં, પંડિત જન કરે પ્રણામ;
હંસ ચરે હારમાં રે, ગરવી જેની મહાગતિ.
શીતળતા તો સારામાં સારી, ત્રણ તરેહના પવન વાય,
જોનારા તો વખાણ કરે અતિ, કેટલાક તો જોવા જાય;
એવું નિર્મળ તો સરોવર રે, શોભા તેની સારી હતી.
વૃષ્ટિનો કાળ આવી પહોચ્યો જ્યારે, ત્યારે બગડયું નીર તમામ,
વિસ્તાર તો એકત્ર થઈ ગયો, પવિત્રતા પહોચી મહા ધામ;
બગડયું ત્યારે બગડયું રે, છત કહું હું તો છતી.
માનસરોવરશા માણસને, આવી યૌવનતા બગાડે,
તેને ત્યારે કોણુજ વારે, જુદ્ધ મોટાશું જગાડે;
ધીરો કરે ધ્યાનજ રે, તારે કમળાનો પતિ !

૪

દીવા તો છે ઘેર ઘેર રે, તેને જાળવી જોજો;
શોભામાં અનુપમ રે, કારજ ખરૂં નવ ખોજો.
એના વિના પળ વાર ન ચાલે, રહે અંધારૂં ઘોર,
માનવ છતાં પશુપક્ષીના જેવું, દર્શે તે ઠોરે ઠોર;
દીવો ઝગમગતો રે, ખુશી જોઇને હોજો.

એની શિખા તો એના થકી સારી, શોભામાંહી દેખાય,
હાથ અડે તો કરી દે અવળું, લક્ષણ રૂડાં લેખાય;
અરર કહેવડાવે રે, દાઝયા દાઝયા કહી રોજો.

પાત્ર ધરો તો વળે અતિ કાજળ, એવું કાળું ભરી રાખ્યું કયાંય,
સુવર્ણ જેવામાં શામતા કેવી, મારે કહેવાનું છે એની માંય;
લક્ષ્મી લહો એવી રે, બૂડો વધતાં બોજો.

સ્પર્શમાં તીક્ષ્ણતા એની એવી, અંતરમાં કાળાશ,
બુદ્ધિવાનને બૂરાડી દેતી એ, કોઈની કરે નહિ બાલાશ;
ધીર ધ્યાન ધારી રે, જણાશે એ જોજો.

## ભોજો

### ૧

### સેલયા આખ્યાન

### કડવું ૧ લું

હરિ ગુરૂ સંતને સમરિયે ને વળી, ચોથા તે ગણપતિ દેવરે;
રિદ્ધ સિદ્ધિ ને લક્ષલાભ આપે, તેની સહુ પે'લી કરીએ સેવરે.

ગાવા તે ગુણ હરિભક્તના, જેને સત્યે થંભ્યો આસમાનરે;
સત્ય વિના કરી સાહેબ ન રીઝે, ભરને પઢે વેદ પુરાણરે.

સગાળ શેઠ ને સંધ્યાવતી, જો જો નેમવંતી નારરે;
એક સાધુ જમાડી પછી પોતાનેજમવું,એવો અહોનિશ ધર્મ ઉદારરે.

એક સમયે એને અટક પડી ને, મેઘ મંડાણો મુસળ ધારરે;
પર્જન્ય રૂઠયો દિન આઠ સુધી, તોયે સત ન છોડે પડકારરે.

વરશીને રહ્યો ત્યારે વકીલ તેડાવ્યા, તમે દેખોને દોદશ ધાઈરે;
અભ્યાગત વિના મારે અન્ન ન ખપે, તેનો કરોને કોક ઉપાઈરે.

વાણોતર ચાલ્યા ગોતવા, જોયું નગર ને હરિદ્વારરે;
તળાવની પાળે એક તપસ્વી દીઠો, તેનો આવીને કહ્યો સમાચારરે.
સગાળ સેઠને સત્ય મૂકાવાને, કોઢી થયા કરતારરે;
આવી દેવળમાં ઉતર્યો, જેણે શરીર કર્યું છે બેજારરે.
શેઠ તે કાને સાંભળી ધ્રોડ્યા, અણુવાણા ઉજાઇરે;
પરિક્રમા દઇને પાય લાગ્યો, અને હઇડે હરખ ન માયરે.
દુર્ગંધ આવે ને ભૂત નાસે, વળી તેમાં ખાય નેકરે;
તોય ન ડગે મન શેઠનું ભાઇ, એવી મોટાની ટેકરે.
તેનાં ચરણ ધોઈ ચરણામૃત લીધો, મારાં સીધ્યાં તે સર્વે કાજરે;
કર જોડીને પછે કહેવાને લાગ્યો મારે મંદિર પધારો મહારાજરે.
સત્ય વાદીએ સાહેબને ઓળખ્યા, એનો માનવી શું જાણે ધર્મરે;
ભોજલના સ્વામી મારે ભુવન પધારો, મારી રાખોને લાજને શર્મરે.

કડવું ૨ જું

અતીત વાણી ઉચરે તમે સુણો, શ્રીમંત મારી વાતરે;
મારી કાયા મારે હાથ નથી, મુને પીડા કરે છે ઉત્પાતરે.
રથે રેવંત જોતરૂં માંહી, ગાદી નખાવું ગોપાળરે;
તેડીને બેસાડૂં તમને ત્રિકમા, તમે દયા કરો દીનદયાળ રે.
સાધુ કહે છે શેઠને ઘોડા, વહેલનું નહિ મારે કામરે;
અભ્યાગતને રહેવું એકલું, તમો મા લેજો મારૂં નામરે.
પ્રભુજી મંગાવું પાંજરૂં આંહી, ઝાઝી કરાવું જતનરે;
પવન ન લાગે એવા પડદા બંધાવું, રાખે રાંક જેમ હાથ રતનરે.
અભ્યાગત એણીપેરે બોલિયા હુંતો, તો આવું નગર મોઝારરે;
તારી નારી આવે તેડવા નિંકર, બેઠો છું હું તો મારે બારરે.

મન ગમતું ખાવું અમે માગીને લેશું, હેમાં જાશે તમારો ભર્મરે;
સર્ભંગી સાધુને સોત્ય નહિ ઝાઝી, ભાઇ કઠણ અમારૂં ખટકર્મરે.

હરખેથી હરિજન ચાલીગો, ને આવ્યો પોતાને ઘેરરે;
પત્નીને લાગ્યો પૂછવા આપણે, શી કરવી એની પેરરે.

સતી કહે છે સ્વામી મારા, તમે ઢીલ ન કરજો લગારરે;
તત્ક્ષણ જઇએ આપણ તેડવા, એ તો માનવી નહિ છે મોરારરે.

સામૈયું લઇને સન્મુખ ચાલ્યાં, ગયાં પૂર્વ જન્મનાં પાપરે;
ભોજલના સ્વામીને ભેટતાં, એના ટળી ગયા ત્રિવિધિ(ના) તાપરે.

## કડવું ૩ જું

કનક હિંડોળી ને કરંડિયો માંહી, જુગતે બેસાર્યા જદુવીરરે;
સંધ્યાવતીએ જ્યારે શિરપર લીધા, ત્યારે ભીંજાણું સતીનાં ચીરરે.

નગરના લોક ટોળે મળ્યા, વળી જોવાને વર્ણ અઢારરે;
અન્યો અન્ય વાણી ઉચરે, માંહી હાંસી કરે છે હજારરે.

ઉનાં જળ મેલીને સ્નાન કરાવ્યાં, વળી પોઢાડયા પલંગ બીછાઇરે;
ચંદન ચરચે હરિનાં ચરણ તળાંસે, વળી વિંજણે ઢાળે છે વાઇરે.

પ્રેમ કરીને પ્રસાદ નિપાવ્યા, મીઠા મેવાને પકવાનરે;
હાથ જોડીને આગળ હરિજન ઊભા, તમો આરોગો મારા શ્યામરે.

અન્ને કરી દેહ મારો અગ્નિ કરે છે, મારો છે માટી કેરો હારરે;
ઉત્તમ વરણ તમે એ કેમ કરશો, મારે એજ મોટો છે વિચારરે.

કસાઇ વાડેથી તરત મંગાવ્યું, જેણે મેલી લોકની લાજરે;
ભાગ્ય મોટાં હરિ ભુવન પધાર્યા, ધન્ય ધન્ય દહાડો મારે આજરે.

અનેક રૂપ અમે અહોનિશ કરીએ, ને વળી રહીએ વનમાંહીરે;
અઘોરપંથીને એક હાર માણસનો, વિના બીજું ન ખપે મારે કાંઇરે.

નરને નારી મળી એકઠાં, હવે શો તે કરવો ઉપાયરે;
પ્રભુજી જોવાને આવ્યા પારખાં, જો ના કહીએ તો સત્ય જાયરે.
પુત્રને ચાલી પૂછવા ગયો, નિશાળે શેઠ સગાળરે;
સુતને કહે છે કે એક સાધુ આવ્યો છે, કરવા તમારો દેહકાળરે.
સેલૈયો કહે સત્ય કેમ મેલિયેરે, મરની જડાંમૂળથી જાયરે;
ભોજલ કહે સત્યવાદી ભાઈડારે, એ તો ખટક પડે ઓળખાયરે.

કડવું ૪ થું

પિતાજી કાયા તો રે અંત પડવાની,
બોલ્યા બુદ્ધિ ઉજાગર બાળ રે;
સાધુને હાથે મારૂં મૃત્યુ સુધરશે,
ટળશે જન્મ મરણનો જંજાળ રે.
આગે મોરૂધ્વજે પિતા! અંગને વહેરાવ્યું,
કર્ણે કીધું કાયાનું દાન રે;
શિબિ રાજાની માટી છાએ તોલાણી,
ત્યારે રીઝયા'તા ભગવાન રે.
હરિશ્ચંદ્રને માથે પિતા! હેલ પાણીની,
એવો દૈવે દીધો'તો દંડ રે;
સત્યવાદી બધા કદી સત્ય ન છોડે,
મરની ભાગી પડે બ્રહ્માંડ રે.
હીમત રાખો પિતા હાર મ પામો,
તમે જુઓ મોટાના મર્મ રે;
પરમાર્થસારૂં આગળ પ્રાણ હોમ્યાતા,
તોય છોડયા નો'તા સત્યધર્મ રે.

દધિચિ ઋષિને જાચ્યા દેવના,
જેના વાંસાનું કરવા વજર રે;
કુ'વાડે અંગને માંડયું કાપવા,
તોય બોલ્યા નહિ બુદ્ધિના સાગર રે.

શિર(તો)મળશે પણ આવો સમય નહિ મળે,
ઘરે મોહન થયા છે મેમાન રે;
અવસર આવ્યે પાછાં પગલાં ન ભરિયે,
કરિયે તન મન ને ધન કુરબાન રે.

એવો પડકારો જ્યારે પિતાને કીધો,
ત્યારે હરિજન થયા છે હુંશિયાર રે,
પુત્રનાં વચન કાને સાંભળીને,
એની છાતીમાં પડી ગયા શાર રે.

ચાકેથી પિંડો જેમ સર્વી ઉતારે,
એમ સેલૈયે કાપ્યું શીશ રે;
આગળ લઇને અર્પણ કર્યું,
ત્યારે જોઈ રહ્યા જગદીશ રે.

બહુનામી કહે છે બાઇને રે,
તમે સોળ કરો શણગાર રે;
ગાતાં (ને) વાતાં હસ્તાં શબને સુધારો,
તમે રખે (કોઇ) રોતાં નહિ લગાર રે.

કળપિત દાન હું તો કોઈનું નથી લેતો,
મારે આગુની એવી છે ટેવ રે;
ભોજલનો સ્વામી કહે છે ભાવે કરીને,
હવે તૈયાર કરોની તતખેવ રે.

## કડવું ૫ મું

સતીએ તે કાજલ સારિયાં ને રે,
ખાંડવા બેઠાં તેણીવાર રે;
હાલરડાં ગાતાં બાઈ હરખેથી,
(કીધું)તમે ભોજન કરો નંદકુમાર રે.

સાર હતું તે તમે શીંકે ચઢાવ્યું,
આ કાયા આણો છો મારે કામ રે;
ભૂખે મુઆની ભાળી ભક્તિ તમારી,
મને મેલી આવો મારે ઠામ રે,

ખાંડણિયામાં માથું વા'લે ફરી ખંડાવ્યું,
કે'વા લાગ્યા વચન કઠણ રે,
સુરપતિ તાપ તેનો સહી ન શકયો,
ભાગ્યો ઇંદ્ર મેલીને ઇંદ્રાસન રે.

જમવાને ટાણે જોગેશ્વર બોલ્યા,
તમે સાંભળો મોરી માઇ રે;
વાંઝિયાનું અન્ન ખાવું વરજીત છે,
એમ શ્રુતિ કહે છે સમજાઇ રે.

દેવને કહે છે એક રમત દેખાડું,
હવે માટી થાજે મેહેરબાન રે;
તુંને આવી ટેવ મૂકાવું ને,
કૃષ્ણ ઝલાવું કાન રે.

પંચમાસનો ગર્ભ અમારે,
અમે વાંઝિયાં નથી મોરા નાથ રે;

